


# चतुरसिंह प्रवास.

## विभाग बीजो.

---

रचीने प्रसिद्ध करनार

ચવાડી આત્મારામ વી. નારણજી

ભાવનગર.



અમદાવાદમાં.

ભાઈની હવેલીમાં અમદાવાદ યુનાઈટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની "લીમીટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

---

કિમ્મત આઠ આના.




# चतूरसिंह प्रवास.

## विभाग बीजो.

१५३१



રચીને પ્રસિદ્ધ કરનાર,

ત્ર. આત્મારામ વી. નારણજી, ભાવનગર.

---

### वसंत तिलका छंद.

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पाप मपा करोति
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम्
सत्संगतिः कथयकिं न करोति पुंसाम्

---


## अमदावादमां

મામાની હવેલી મધ્યે અ૦ યુનાઈટેડ પ્રીન્ટીંગ અને જ-
નરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૩૮. ઈ૦ સન ૧૮૮૧.

મેહેરબાન રાઓળશ્રી. હરીસિંહજી રૂપસિંહજી. મુ૦ સિહોર.

---

આપ સ્વદેશ કલ્યાણના કાર્યમાં ઉત્સાહી, નીતિના લખાતા ગ્રંથોને યોગ્ય આશ્રય આપવા તતપર, ગુજરાતી ભાષા ના ગ્રંથકારોને આશ્રય આપવામાં આપની નાણા સંબંધી ઉદારતા અને વિદ્યાવૃદ્ધિના કામમાં આગળ પગલું ભરવા ઉત્સુક છો. એવા કેટલાએક કારણોને લીધે આ મમ રચિત લઘુ ગ્રંથ આપને ન-મ્રતા પૂર્વક અર્પણ કરૂંછું તે મેહેરબાની કરી સ્વિકારશો.

લી. હું છું.
ત્રવાડી આત્મારામ વી. નારણજી ભાગનગર.
ગ્રંથ કર્તા.

# प्रस्तावना.

આ પુસ્તકનો પ્રથમ વિભાગ બહાર પાડ્યો છે અને આ બીજો વિભાગ સુજ્ઞ ગ્રહસ્થોની સેવામાં મુકુંછું, તેમાં ગુણ દોષ રહ્યા હશે. તો તેમાંથી હંસપ્રકૃતિના વિદ્વાન ગૃહસ્થો (હંસ જેમ પાણીને તજી દૂધને ગ્રહણ કરેછે તેમ) દોષનો ત્યાગ કરી ગુણ ગ્રહણ કરશે. પરંતુ કીડી સરખા ગુણવાળા જનો માત્ર દોષનેજ ખોળશે કહ્યુંછે કે.—

## श्लोक.

मणिमयमंदिरमध्ये, मृगयतिनित्यं,
पिपीलिकाछिद्रं गुणगणगुंफितकाव्ये,
मृगयतिदोशं, गुणंनयोमूर्खः

અર્થઃ—જેમ એક કીડી મણીવાળા સુંદર મહેલમાં પણ છીદ્ર ખોળવા જાય અને તેમાં રહેલા બીજા ગુણને ન જાણે. તેવી રીતે કેટલાક માણસ કોઈ ગ્રંથનો સાર ગ્રહણ નહિં કરતાં માત્ર દોષ નિહાળવા ચંચળ થાયછે. એવાઓએ યાદ રાખવું કે માણસ માત્ર ભૂલેછે. કોઈ માણસ સર્વજ્ઞ નથીજ. મોટા મોટા વિદ્વાનોની ભૂલ થઈ જાયછે તો હું એક અલ્પમતિ પ્રાણી કોણ માત્રછું?

---

ત્રવાડી આત્મારામ વી. નારણજી ભાવનગર.

# चतूरसिंह प्रवास.

## प्रकरण ११ मुं.

### श्लोक.

किंक्षणेनकुतोविद्या, किंकणेनकुतोधनं;
कणतःक्षणतश्चैव, विद्यामर्थंचसाधयेत.

અર્થ—એક ક્ષણ વિદ્યાભ્યાસ વગરનો ગયો તો તેથી શું થયું? એમ વિચારે તેને વિદ્યા ક્યાંથી આવડે? અને જે "એક કણ ગયોતો તેથી શું થયું" એમ વિચારે તેને ધન ક્યાંથી મળે? માટે ક્ષણે ક્ષણે વિદ્યા મેળવવી અને કણે કણે ધન મેળવવું.

બે માસની રજા પુરી થતાં બંને મિત્રો નિશાળે જવા લાગ્યા, તેથી દિનપ્રતિદિન વિદ્યામાં વધારો થવા લાગ્યો. બંને મિત્રો વચ્ચે પ્રિતીની મજબુત ગાંઠ બેસતિ ગઈ, ઘડી એક એક બીજાથી વિખુટા રહી શકે નહિં. ચતૂરસિંહ વધારે હુંશિયાર હતો તેથી મેહેતાજીની સારી પ્રીતિ મેળવી હતી. એક દિવસ સબડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની સ્વારી તે શેહેરમાં આવી, તેથી મેહેતાજીને એઓ સાહેબને ઉતારે જવાની જરૂર પડી; જેથી નિશાળના તમાંમ છોકરાંનું ઉપરીપણુ ચતૂરસિંહને અને છો-

ડીઓનું ઉપરીપણું રૂપવંતિને સોપ્યું. રૂપવંતિ આ શેહેરના રાજાની કુંવરી હતી, તેણે વિદ્યાભ્યાસમાં ઘણું લક્ષ આપેલું હતું. તે નિશાળમાંની તમામ છોડીઓ કરતાં હુંશિયાર હતી,તેથી સઘળી કંન્યાઓ (છોડીઓ) રૂપવંતિ પાસે પોતાનો પાઠ વાંચતી હતી.

આ તરફ ચતુરસિંહ ઠાકોર પોતાને સોંપેલા છોકરાઓનો પાઠ લઈ તેને સમજુતી આપતો હતો, તે વખત કોઈ સાધારણ સ્ત્રિએ આવી પોતાના હાથમાંની સ્લેટ ચતુરસિંહના હાથમાં આપી, જેથી ઉત્સાહ ભેર ચતુરસિંહ વાંચવા લાગ્યો.

## શ્લોક.

नित्यंब्रह्मयथास्मरंतिमुनयो, हंसायथामानसं;
सारंगाघनगर्जितंवनगजा, ध्यायंतिरेवाजलं;
युष्मदर्शनलालसाप्रतिदिनं,युष्मान्स्मरामोवयं,
धन्यःकोपिसवासरःक्षणमपि, यत्रावयोःसंगमः

અર્થ—પરબ્રહ્મનું જેમ મોટા મુનીજનો સ્મરણ કરેછે, હંસ પક્ષિઓ માનસરોવરની ઇછા કરેછે, સારંગ પક્ષિઓ મેઘની ગર્જના પ્રત્યે સ્પૃહા કરેછે,વનના હાથીઓ રેવાજીના જળની ઇછા રાખેછે, તેમજ આપના મેળાપની ઇછા હું રાખુંછું, અને દિનપ્રતિદિન આપનું સ્મરણ કરૂંછું.

આહાહા! આ શ્લોક લખનાર કોણ હશે? જે તે મને ખરા અંતઃકરણથી ચહાયછે. અરે! મારા મેળાપની ક્ષણ-ને માટે પોતે ટમટમી રહેલછે. આતે કોણ મારૂ પ્રીતિપાત્ર, આતે કોણ મારા હૃદયનો નિવાસી,આતે કોણ મારૂં શુભ ઇછનાર. આતે કોણ મારા ચિતનો ચોર. અરે બાઈ! આ સ્લેટમાં શ્લોક લખી આપને મારી પાસે મોકલનાર કોણ પુરૂષછે. તે મને ઘણી ત્વરાથી કહો. એ પ્રમાણે ચતૂરસિંહ પેલી બાઇને કહેવા લાગ્યો. બાઈ બોલી ઠાકોર આ શ્લોક લખી આપની પાસે મોકલનાર એક ખાનદાન માણસનું ફરજંદછે. તે આપની હુંશિયારી પર ખુશી થઇને આપના ચરણની સેવા બજાવવાને ઉત્સાહી છે. તે પુરૂષ નથી પણ સ્ત્રિ વર્ગછે. માટે આપના દર્શનથી તેની ચક્ષુને ઠંડી કરો. એટલી એમની અરજછે. આટલું સાંભળી ચતૂરસિંહ ઠાકોર મનમાં વિચાર કરવા લાગ્યો. આ સ્ત્રિ મારા મેળાપની ઇછા રાખનાર કોણ હશે! હું. અહીં ગરીબને વેશે ફરૂંછુ. મારૂં કોઈ સગું સંબંધી અહીં નથી, તેથી આ વાત મને આશ્ચર્યકારક લાગેછે, પણ પુછુંતો ખરો, કે તે સ્ત્રિ કોણછે? એમ ધારી બોલ્યો! એ સ્ત્રિ કોણ છે અને કેની પુત્રીછે? વગેરે સઘળી હકીકત મને કહો. બાઈ બોલી. આપ તેની સાથે તેના કરેલ કરાર પ્રમાણે કબુલ થતા હો તો હું તનુ નામ, ઠામ વગેરે સઘળી હકીકત કહું. ઉપરના શ્લોકે ચતૂરસિંહનું ચિત્ત

ચોરી લીધેલું હતું, તેથી તેણે સર્વ કબુલ કર્યું અને કહ્યું કે મારૂં અહિં કોઈ કુટુંબી નથી. મારે વિદ્વાનની સાથે સંબંધ જોડવાની જરૂર છે, માટે હું તેના વચનને આધીન રહીશ. સઘળી વાત કરો. દાસી બોલી. તે અહીંના રાજા રત્નસિંહની કુંવરીછે, તેનું નામ રૂપસુંદરી છે, તેણે આપની ખ્યાતી સાંભળીછે અને કેટલીક વખત આપની પરિક્ષા કરીછે જેથી આપની સાથે લગન કરવાને તે ઉત્સાહી છે.

આટલી વાત સાંભળી ચતુરસિંહે વિચાર્યું કે આવી વિદ્વાન રાજકંન્યા મને અનાયાસ મળવાની આશા નહોતી. શી પરમેશ્વરની ગતિછે! આહાહા ! જગનિયંતા પરમેશ્વર તારી અદ્દભુત કળાછે. આ રૂપસુંદરી રત્ન મને ચહાય તે કંઈ થોડી વાત ન કેહેવાય. પણ તેની મારા તરફ કેવી પ્રીતીછે તેનો તપાસ કરૂં. એમ વિચારી સ્લેટમાં શ્લોક લખી આવેલી દાસીને રૂપસુંદરીને આપવા કહ્યું.

આણી તરફ રૂપસુંદરી પોતાના લખેલા શ્લોકના જવાબની રાહા જોતી બેઠેલી હતી, તેણે પોતાની દાસીને હર્ષિત વદને પ્રવેશ કરતી જોઈ પોતાના લાભમાં જવાબ હશે એવી કલ્પના કરવા લાગી. અત્યંત આનંદ વડે દાસી પાસેથી સ્લેટ લઈ માંહે લખેલો શ્લોક વાંચવા લાગી.

श्लोक.

रेरे चातकसावधानमनसामित्रक्षणंश्रुयता

मंभोदावहत्रोवसंतिगगनेसर्वेपिनैतादृशाःके
चिद्वृष्टिभिरार्द्रयंतिधरणीगर्जंतिकेचिद्वृथा
यंयंपश्यसितस्यतस्यपुरतोमाब्रूहिदीनंवचः

અર્થ—હે ચાતક તું સાવધાન થઇને મારું કહ્યું સાંભળ. ગગનને વિશે બહુ વાદળાંછે તે સઘળાંને તું એક સરખાં માનીશ નહિં. કેમકે કોઇ પાણીથી વરસીને પૃથિવ પલાળશે અને કોઇતો ખાલી ગર્જના કરી ચાલ્યાં જશે, માટે તું જેને જેને નજરે જુએ તે સર્વ પાસે યાચના કરીશ નહિં.

શ્લોક વાંચી રહ્યા પછી રૂપસુંદરીએ દાસીને પુછયું. આ શ્લોક ચતૂરસિંહ ઠાકોરે લખ્યો કે શીરીતે? દાસી કહે હા. રૂપસુંદરી બોલી. વાહવા! જેવી મેં તેની ખ્યાતી સાંભળી હતી તેવોજ તે બુદ્ધિશાળી જણાયછે. આ હાહા! આ શ્લોકમાં તેણે મને કેવી શીખામણ દીધીછે? તે પણ અન્યોક્તિથી આ શ્લોકે મારા હૃદયમાં બરાબર નિવાસ કર્યોછે. અન્યોક્તિથી—પરોક્ષ બોલવું અને મનનો મર્મ સમજાવવો એ ઓછી હુંશિયારી ગણાય નહિં. અન્યોન્ય વિદ્વતા જાણવાને માટે આ એક ખરૂં સાધન છે. આહાહા! શી તેની હુંશિયારી? હુંતો તેને અત્યારથી પરણી ચુકીછું. અરે! કદાપી તે મારૂં વચન નામંજુર ગણશે તો પછી મારી શી ગતિ થશે? રખડી રવડીને કું-

વારાં મરવું પડશે. પણ કંઈ ફીકર નહીં. ગમે તેટલાં કષ્ટ ભોગવવાં પડે પણ પોતાનું વચન વ્યર્થ જવા દેવું અથવા કુપાત્રની સાથે સંબંધ જોડવો? કદી નહિં. લગ્ન કરૂં તો ચતૂરસિંહની સાથેજ. અન્ય સાથે કદી સંબંધ કરૂં નહિં. કારણ કે—

## શ્લોક.

सन्तप्तायसिसंस्थितस्यपयसोनामापिनज्ञायते
मुक्ताकारतयातदेवनलिनीपत्रस्थितंराजते
स्वात्यांसागरशुक्तिमध्यपतितंतन्मौक्तिकंजायते
प्रायेणाधममध्यमोत्तमगुणःसंसर्गतोजायते

અર્થ—તપેલા લોઢા ઉપર પાણીનું બિંદુ પડતો નાશ પામે, કમળપર જળ બિંદુ પડતો મોતી સમાન દેખાય, સ્વાતિ નક્ષત્રને વિશે સમુદ્રની છીપમાં મેઘ બિંદુ પડતો અમુલ્ય મોતી થાય. માટે જેને જેવો સંસર્ગ-જેવા પાત્રની સોબત તેવો ગુણ પામે.

ચતૂરસિંહ ઠાકોર રૂપવંતીને મળવા ઉત્કંઠીત હતો અને આ વખતે મેહતાજી હાજર નહીં હોવાથી તેને અટકાયત કરનાર કોઇ નહોતું, તેથી તે કંન્યાશાળાના પડદા પાસે આવ્યો ત્યારે રૂપસુંદરીના મુખમાંથી ઉપરનો શ્લોક સાંભળ્યો તેથી તેની ખાત્રી થઈ અને બીન ધડક કંન્યા-

શાળામાં પ્રવેશ કર્યો. ચતૂરસિંહને અંદર આવતો જોઈ રૂપસુંદરી બોલી ઉઠી. અરે! તમે અહીં કોના હુકમથી આવ્યા? કંન્યાશાળામાં આવવાનો આપને અખત્યાર નથી. આપે મેહેતાજીના હુકમનું અપમાન કર્યું. જાઓ જાઓ જલદી બહાર નીકળો. ચતૂરસિંહ બોલ્યો. મારે કંન્યાશાળામાં આવવાને પરવાનગીછે કારણકે મેહેતાજીનો ચાર્જ મારી પાસે છે. જયાં સુધી મેહતાજીનો ચાર્જ મારી પાસે હોય ત્યાં સુધી મેહેતાજીના જેટલો મારો અખત્યારછે.

આવો હાજર જવાબ સાંભળી રૂપસુંદરી દિગમુઢ બની ગઈ. ચતૂરસિંહ હુંશિયાર છે એવું તેના જાણવામાં હતું અને પોતે તેની સાથે લગન કરવાનો નિશ્ચય ધારી બેઠી હતી, તેથી શરમીંદગી પડી ગઈ. કેટલીવાર સુધી ભોંય ખોતરવા લાગી. ચતૂરસિંહ ઘણોએ બોલાવે પણ તેથી બોલે નહીં. ત્યારે છેવટે ચતૂરસિંહ દાસીને કેહેવા લાગ્યો અરેદાસી તારી બાઈને ભૂત વળગ્યુંછે કે શું ? જે બોલાવતાં છતાં બીલકુલ બોલતી નથી. દાશી બોલી તેતો આપની તસવીર નિરખતાં હશે, કેમકે આપની મંનોહર છબી તેના અંતઃકરણમાં પ્રીતી પાશથી બંધાયેલી છે. તે નજીકનું મુકી દુર જોવાની શા માટે ઇચ્છા રાખે ? અંતઃકરણમાં આપછો અને દ્રષ્ટિએ પણ આપનેજ જોવા છે. આપ વિના તેને કશું સુઝતું નથી. ચતૂરસિંહ બોલ્યો ત્યારે તેને હમણાં હુંજ બોલાવુંછું.

દોહરો.

લાડુ પીરસે થાલમેં, બિન પાયે કયું ધરાય ;
જતન કીયાહુ બદનકું, કીસ તરેસેં ખાય ? ૧

આ દોહરો સાંભળી રૂપવંતી હર્ષિત વદને બોલી. હું આપના ચરણની સેવક થવા ઇછા રાખુંછું. કારણકે આપ મેને સુખનું પાત્ર દિસોછો. હું મારી ખાત્રી કરી ચુકીછું. કે આપના શિવાય સઘળા પુરૂષો મારા પિતા અથવા બંધુ સમાન છે. ગમે તેટલાં આવરણો આવી પડશે તો પણ તે સઘળાં કષ્ટ સહન કરી મારી ધારેલી ધારણા અનુકુળ લાવીશ. કહ્યુંછે કે.—

श्लोक.

आरंभ्यतेनखलुविघ्नभयेननीचैः
प्रारभ्यविघ्नविहताविरमंतिमध्याः
विघ्नैःपुनःपुनरपिप्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजनानपरित्यजंति

અર્થ—નીચ લોકો વિઘ્નના ભયથી કાંઇ કામ આરંભતાજ નથી, મધ્યમ લોકો આરંભ કરીનેવિઘ્ન આવવાથી અટકી જાયછે, અને ઉત્તમ જનો તો વારંવાર વિઘ્નો આવી પડે તો પણ પોતે આરભેલું કામ છોડતા નથી. માટે ગમે

તેટલી અડચણો આવી પડશે તોપણ હું આપવિના બીજા સાથે લગન કરનાર નથી. એવી મારી ખાત્રી થઈ છે. હવે મેહેતાજીને આવવાનો સમય થયોછે માટે આપની જગ્યાએ પધારો. વળી અનુકુળ વખતે મળશું. પ્રીતીમાં અહોનિશ વધ્દ્ધિ કરવી. દાસીને કાંડે ઝાલીછે તો હવે છોડવી નહિં. આપની કેહેવાણી તે હવે બીજાની કેહેવાય તેમ નથી.

બંનેજણ હર્ષ સહિત જુદાં પડ્યાં અને સૌ સૌની જગ્યાએ બેઠાં. થોડીવાર પછી મેહેતાજી આવ્યા અને પાંચ વાગતાં સઘળા છોકરા અને છોડીઓને રજા આપી. રજા મળી ત્યારે ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે આજ રાજમેહેલ તરફ ફરવા જાઉં. રૂપવંતી મારા હૃદયમાં નિવાસ કરી રહીછે. તેનો અને મારો વિયોગ થવાથી હું ગાંડો બની ગયોછું. અરે તેના મેહેલ તરફ જાઉંતો ખરો. તે બિચારી મને મળવા વ્યાકુળ થયેલી હશે. એ પ્રમાણે ખરો પ્રીતીનો રંગ ચતુરસિંહના હૃદયને લાગ્યો. તેથી રાજમેહેલ તરફ ફરવા ગયો. ચતુરસિંહને ખબર નહોતી કે રૂપવંતીનો મેહેલ ક્યાંછે તેથી રાજમેહેલને ફરતો આંટા મારવા લાગ્યો. ઘડી ચાલે, વળી ઉંચો બંગલાની બારીયો તરફ જુએ. એટલામાં દરવાને તેને જોયો, ચતુરસિંહ દેખાવમાં કુટડો હતો તેથી દરવાને તેને ખાનદાન જાણી પુછ્યું કે આપ ક્યાં રહોછો અને કોના કુળમાં જન્મછો?

તે મેહેરબાની કરીને કહો. આ વચન સાંભળી ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે મારા પિતાજીએ "પરદેશમાં પોતાનું ખરૂં નામ કહેવું નહિં" એવું કહ્યુંછે પરંતુ જુઠું બોલવું મને બિલકુલ ગમતું નથી. સાચું કહેવાથી હું પેલી ધુતારીના કબજામાં બરાબર સપડાયો હતો પણ અંતે ઉગર્યો. તે દિવસથી મારા પિતાજીનું વચન મને યાદ છે તથાપી શાસ્ત્રનું વાક્ય કેમ વિસરી જવાય ?

## શ્લોક.

यांरात्रिमधिविन्नास्त्रीयांचैवाक्षपराजितः
यांचभाराभितप्तांगोदुर्विवक्तास्मतांव्रसेत्

અર્થ—શોક વાળી સ્ત્રી જે દુઃખ પામેછે, જુગટામાં હારેલો જે દુઃખ પામેછે, ભારથી તપેલા અંગનો માણુસ જે દુઃખ પામેછે, તે સરખું દુઃખ અન્યાયથી બોલનારો પામે છે. એ શ્લોક મને બરાબર સાંભરેછે માટે ગમે તેટલું કષ્ટ આવી પડે પણ હું અસત્ય બોલનાર નથી. એમ વિચારી બોલ્યો. મારૂં નામ ચતુરસિંહ છે, હું ચંદ્રાવતિ નગરીના રાજા રણજીતસિંહનો પુત્રછું દેશાટણ કરવા નિકળ્યોછું. તેથી અહિં આવી ચડ્યોછું.

રણજીતસિંહનું નામ સાંભળી દરવાન ચમક્યો અને પોતાના રાજા રત્નસિંહ પાસે જઈ બોલ્યો. રાજા અધિરાજ. આપણાં દિલ્લી જનાર માણસોને નાહક લુટી તથા

માર મારી દુખી કરનાર રાજા રણજીતસિંહનો દિકરો ચતુરસિંહ નિચે આવેલો છે, માટે શી આજ્ઞાછે ? રત્નસિંહ બોલ્યો. અરે ! મારો હરડતો શત્રૂ, મારૂં સઘળું પાયમાલ કરનાર, મારા ખરાબ થવાથી ખુશી, જેણે મારા નિર અપરાધી માણસોને નાહક દુઃખ દીધું, જેણે મારી આબરૂને ધોકો પહોંચાડ્યો, જેણે મારી રાંકડી રૈયતને નાહક દમી, જેણે મારા માણસ પાસેનું સઘળુ દ્રવ્ય લુટી લીધું, એવા મારા અત્યંત પાપીષ્ટ શત્રૂના કુંવરને પકડી હમણાંને હમણાં પેહેરેજગીર કરો. કાલે સવારના પ્રહરમાં તેને ફાંસીને લાકડે લટકાવવો. એ પાપીષ્ટના પુત્રને જ્યારે હું મુએલો જોઈશ, ત્યારેજ મારા જીવને નિરાંત થશે. એ વિના મને સંતોષ થાય તેમ નથી.જાઓ સિપાઈ. મારા હુકમને તાબે થઈ તે કુંવરને પકડી જેલરના કબજામાં સોંપીદો. આવો હુકમ સાંભળી હજુરમાં ઉભેલા મીયાં શેરખાં, ગપ્પીખાં, ટુકડાખાં, અફીમખાં વગેરે સિપાઈયો એકદમ દોડ્યા અને બહાર ઉભેલા ચતુરસિંહને પકડી તુરંગના જેલરને સ્વાધીન કર્યો. જેલરે તેને કેદી બનાવી એક કોટડીમાં પુર્યો. તેથી ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યોકે અરે! પરમેશ્વર તારી ગતિનો કોઈ પાર પામવા સમર્થ નથી. હું પાછો મહા સંકટમાં સપડાયો"ધર્મ કરતાં ધાડ" તે આનું નામ કહેવાય. સાચુ બોલતાં આવા ફળની પ્રાપ્તી થઈ. રૂપવંતી સાથે મારે પરણવાનો વિચાર

હતો તેતો ફોગટ ગયો, કેમકે હું જે દુઃખમાં સપડાયોછું તેમાંથી છુટવાનો એકે ઇલાજ રહ્યો નથી. રૂપવંતીનો બાપ મારા પિતાનો પાકો શત્રુછે. તે મને કોટી પ્રકારે છોડે તેમ નથી. હવે મારી સઘળી આશા ફોકટ ગઈ. મારા પિતાજી મને કહેતા હતા કે કોઈને સાચું નામ બતાવવું નહિં. પણ તે વખત તેનું નહિં માનતાં તેને ઉલટા પાછા નાંખ્યા હતા. એ મેં બેવકુફી કરી તેથી મનેજ નડી. પણ ફિકર નહિં. સાચું બોલ્યો તેથી અહિં સંકટ ભોગવવું પડશે પણ પરમેશ્વરનો ગુનેહગાર ન થયો એ વધારે સારૂં કર્યું. કદાપી જુઠું બોલ્યો હોતતો પરમેશ્વરનો ગુનેહગાર થાત. એ પ્રમાણે વિચાર કરતો ચતૂરસિંહ પોતાની કોટડીમાં સુઈ ગયો.



# प्रकरण १२ मुं

કઠણ જમીનમાં ઉંઘ આવે નહિં તેથી ઘડી બેઠો થાય વળી કોટડીમાં આમથી તેમ ફરે પણ જરા નિરાંત થાય નહિં. પોતાનું મત્યુ પાસે આવ્યું જાણી પોતાનાં સગાં સંબંધી તથા પ્રીતીપાત્રને સંભારવા લાગ્યો. અહો! મારા માત પિતા. તમે જાણતાં હશો કે મારો ચતૂરસિંહ દેશાટણ કરવા ગયોછે. તેથી થોડા દિવસમાં પાછો ઘેર આવશે એવી આશા રાખી બેઠાં હશો પણ મારી અહિં

આવી ગતિ થઇછે તે તમે શું જાણો? હું નિર અપરાધી આ પાપીના હાથથી નાહક માર્યો જાઉછું. મને અહિં કોઈ સહાયક નથી જેથી મારો જીવ રણક્ષેત્રમાં લડતાં જાય. મને રણક્ષેત્રમાં જીવ ગુમાવવાની ઘણી હોંસ છે પણ તે બનવું શક ભરેલુંછે. રણક્ષેત્રમાં જીવ ગુમાવનાર મુઓ નથી પણ કિર્તિ રૂપે જીવતોછે એવું સર્વ કોઇ કહેછે.

श्लोक

नतान्नहितिर्थैस्तपसाचलोकान्
स्वर्गैपिणोदानशतैःसुवित्तैः
क्षणेनयान्यान्तिरणेषुधीराः
प्राणान्समुज्झन्तिहियेसुशीलाः

અર્થ—તીર્થ યાત્રા કરેથી, તપ કરેથી, સેંકડો દાન કરેથી કંઈ સ્વર્ગની પ્રાપ્તી થતી નથી; પરંતુ જે ધીર પુરૂષો ક્ષણવારમાં પોતાનો દેહ રણસંગ્રામમાં મુકી દેછે તેજ માણસ સ્વર્ગને પામેછે માટે તેમ બને તોઘણુંસારૂં.

અરે મારા પ્યારા મિત્ર મંછારામ! તું ક્યાંગયો અને હું કયાં આવી પડયોછું? તું અને હું જુદા પડ્યા તેનું કારણ મારીજ મુર્ખાઈ છે. કેમકે હું ચોકી કરવા બેઠલો છતાં નિદ્રાવશ થયો, તેથી અજગરનો ભક્ષ થઈ પડ્યો.

તોપણ તારા સરખા મિત્રના પુન્ય પ્રતાપથી ઉગર્યો પણ આ વખત ઉગરવાની આશા નથી.

અરે મારા પ્યારા શેઠ ધનાશા તથા શેઠાણી દયાવંતી! તમે મારા મરણથી જરા ગભરાશો નહિં. હું એક મુસાફર પંખી અનાયાસ આપની પાસે આવી ચડેલો હતો, પરંતુ તમે મારી સારી બરદાશ કરી તમારા પુત્ર પ્રમાણે ગણી મને સારીરીતે વિદ્યાભ્યાસ કરાવ્યો તેથી હું આપનો આભારીછું. હું અહિં પરદેશમાં આપના આશ્રયતળે સુખી થયોછું. પરંતુ મારા આવા અકાળ મૃત્યુ વખતે આપની પાસે માફ માગુંછું કે મારાથી કંઈ ગેરવ્યાજબી થયું હોય તો ક્ષમા કરશો.

અરે મારા પ્યારા મિત્ર મનમોહન. મારા અકાળ મૃત્યુથી તું જરાપણ શોક કરીશ નહિં. મેં તને કોઈ વખત કઠણ વચન કહ્યાં હોયતો ક્ષમા કરજે. તેં મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. હું આટલું ભણ્યો તે તારા પ્રતાપથીજ. મારા મૃત્યુ પછીથી તું લગારે શોક કરીશ નહિં અને તારાં માતપિતાને લગારે શોક કરવા દઈશ નહિં તેને સારી પેઠે ધીરજ આપી તન, મન અને ધન થી શેવા કરજે.

અરે મારા મગનલાલ મેહુતાજી. તમે મને સારીપેઠે ભણાવી સદવિદ્યામાં કુશળ કર્યો તેથી હું તમારો આભારીછું. મારૂં મૃત્યુ પાસે આવ્યુંછે માટે મારા મુઆપછી

આપ લગારે શોક કરશો નહિં અને આપના જે વિ-
દ્યાર્થીઓ મારી ઉપર પૂર્ણ ભાવ રાખેછે તેને લેશ મા
ત્ર શોક કરવા દેશો નહિં. આ વખત એક સર્વજ્ઞ
ઇશ્વર શિવાય કોઇ મારો સાહાયક નથી. તેમજ
બીજા કોઇની સહાય મારા ભલાને માટે કશું ક-
રી શકે તેમ નથી. મને વહાલામાં વહાલો પ્રાણ તેનો
બચાવ કરનાર હમણાં કોઈ સમર્થ નથી. આ શત્રુના
કોપ પાસે પરમેશ્વર સરખાની પણ હામ ચાલવી મુશ્કે-
લછે. માટે અન્ય જનોનો સઘળો શ્રમ વૃથાછે. મારા શેઠ
ધનાશા મારે માટે કરોડો રૂપીઆ ખરચે તો પણ મારો
જીવ બચવાની આશા ફોકટ છે. કેમકે જે રાજા પાસેથી
ન્યાય મેળવવાનો છે. તેજ રાજા મારો પૂર્ણ શત્રુછે, તેને-
જ મારા જીવનું જોખમ કરવા અપેક્ષાછે. માટે મારો
જીવ બચાવવા જે શ્રમ કરશે તે નાહક વખત ગુમાવશે.
મારે એક વખત રૂપવંતીને મળવાનો ઇરાદોછે પણ તે
વિચાર પાર પાડવો શી રીતે બને? હું અહીં પરાધીન
અને વળી સખત ચોકી પેહેરાની વચ્ચે આવી પડ્યોછું.
બિચારી રૂપવંતી એક કેદીની મિસાલે પોતાના બંગલા-
માં ગોંધાઇ રહી હશે. અથવા હું કેદમાં પડ્યોછું એવી
તેને ખબર સરખી પણ હશે નહિં. દુનિયામાં કાળ ચક્ર
જ્યારે ફરી વળેછે ત્યારે દુખના દરિયાવમાં ઘસડી ગયા
વિના રેહેતું નથી. અરે પરમેશ્વર શી તારી ગતી? આ

વખત જે માણુસ કિર્તિના શિખર ઉપર મોજ શોખ ભો-
ગવતો હોય, તેને ક્ષણ વારમાં તું પાયમાલીના કિનારા
ઉપર ધસડી નાંખેછે. આ વખત જેની પાલખીઓ બિ-
ગારી ઉપાડતા હોય, તેને ક્ષણ વારમાં બિગારી બનાવી
બીજાઓની પાલખીઓ તેની પાસે ઉચકાવેછે. જેને ત્યાં
આ વખત મોટું કુટંબ સુખમાં લીલા લેહેર કરતું હોય,
તેને ત્યાં ઘડીમાં તું કાક કોળાહળ કરાવેછે.આહાહા?એક
ભવમાં તું માણુસને કેટલા બધા ફેરફારને તાબે કરેછે ?
જેણે પોતાની કેટલીક ઉમર સુધી સુર્ય નારાયણ કઈ દિ-
શાએ ઉગેછે અને કઈ દિશાએ આથમેછે? એવું જાણતો
નથી અર્થાત જેણે ટાઢ, તડકો જોએલો નથી. તેને મધ્ય
ગ્રીષ્મ રૂતુના તપેલ તાપમાં જ્યારે નાશ કારક લુ, વાહા-
વાથી મનુષ્ય અગર બીજા પ્રાણીઓના જીવ ચપટીમાં
આવી રહ્યા હોય, જ્યારે કેટલાક પક્ષિઓના જીવ બળા-
રકારથી દેહ સાથે રૂસણું કરતા હોય, જ્યારે પથ્થર ઉપર
પાણી પડવાથી છમકારો બોલતો હોય, જ્યારે તૃષાતુર
થયેલા વનમૃગો ઝાંઝવાંના જળથી લોભાઈ પુરજોસથી
દોડતાં તેનો અમૂલ્ય જીવ ખોઈ બેસેછે એવા સમયને
વિશે તાપથી તરત થયેલી કાળમીંઢ પણાની છપર ઉપર
તે બિચારાને સુવાની ફરજ પાડેછે.શયન કરતાં જેને પુષ્પ
શેયા પણ ખુચતી હોય, તેને લોઢાની તિક્ષ્ણ ધારવાળી
શેયામાં સુવાની ફરજ પાડછે. જેને ઘેર હજારો માણુસ

નોકર રહી પોતાનું ગુજરાન ચલાવતાં હોય, તેને ભિક્ષા-વૃત્તીથી પોતાનું પોષણ કરવાનો વારો આવછે. અરે પરમેશ્વર! હું તારી ગતીની શી વાત કરૂં? તારી અકળ કળાછે હું મરવાથી બીલકુલ ડરતો નથી, પરંતુ મારે એક વખત રૂપવંતીને મળવાની અપેક્ષાછે. કદાપી તે મને મળેતો હું તેને શિખામણ આપું અને કોઈ સારા રાજકુમાર સાથે લગ્ન કરવાની ભલામણ કરૂં. ત્યાર પછી મરવાને હું તે-યારછું. મને મરવા બાબત કશો ડર નથી કારણ કે જે જન્મ્યું તે મરેશાજ એવો ઇશ્વરી નિયમછે. કોઈ વેહેલું અને કોઈ મોડું મોતના પંજામાંથી છુટનાર નથી.

એ પ્રમાણે ચતુરસિંહ અત્યંત શોક કરતો હતો તેવા-માં એક યુવાવસ્થાનો રાજ પુત્ર તેની સમક્ષ આવી ઉભો અને બોલ્યો. અરે મારા દિલોજાન દોસ્ત! અરે મારા પ્રિય ચતુરસિંહ! તું અત્યંત શોકાતુર ન થા. તારા સુખનાં સાધનો ખોળવાને હું તત્પરછું. મારાથી બનતા ઉપાયો હું કરીશ, તેમ છતાં રાજા તને શુળીપર ચડાવશે તો હું તારી અગાઉ મરીશ. પણ જ્યાં સુધી મારા પંડ-માં પ્રાણછે ત્યાં સુધી તારો વાંકો વાળ થવા દેનાર નથી. આ પુરૂષને આવાં વચન બોલતો સાંભળી ચતુરસિંહ ઠાકોર મનમાં વિચાર કરવા લાગ્યો કે અહિં મારો સ-હાયક આટલી રાત્રે કોણ આવ્યો હશે! પરંતુ થોડીવાર તેની સામુ જોયાથી તેને ઓળખતાં વાર લાગી નહી.

પોતાનું પ્રીતી પાત્ર જાણી ચતૂરસિંહ તેની કોટે બાઝી પડયો અને બંને જણ મુર્છિત થયાં.

મારા પ્યારા વાંચનાર આ પૂરૂષ કોણ હશે? તે હજુ તમારા જાણવામાં આવ્યું હશે નહિ. તેતો ચતૂરસિંહની અર્ધાંગના થવાને આતુરતા રાખનારી રૂપવંતી પુરૂષનો ડ્રેસ પેહેરીને આવી હતી. તેને પેહેરેગીર સિપાઇઓએ બરાબર નહિં ઓળખવાથી રાજાછે એમ ધારી જવા દીધી હતી. ચતૂરસિંહના હૃદયમાં અત્યાર સુધી રમ્યા કરતી હતી તે તેની સમક્ષ આવી ત્યારે તે બંનેને કેટલો હર્ષ થયો હશે? તે વાંચનારેજ વિચારી લેવું.

થોડીવાર પછી બંને જણ સાવધાન થયાં, ત્યારે ચતૂર-સિંહ બોલ્યો. ભવિષ્યના યોગે જે થનાર હતું તે થયું પણ હવે મારે કોઈ પ્રકારનું દુઃખ રહ્યું નથી માત્ર મારો વિ-ચાર એક વખત તમને મળવાનો હતો. પરમેશ્વરે તમને અહીં મોકલ્યાં તેથી પરમેશ્વરે મારી મનકામના પરિપુ-ર્ણ કરી. હવે તમારો પિતાજી મને શુળીએ ચડાવશે, તેથી તમારે જરાપણ શોકાતુર થવું નહિં. કારણકે હું તમારી સાથે માત્ર જીભથીજ પરણ્યોછું. માટે મારા મૃત્યુ પછી તમે યોગ્ય વર શોધી તેની સાથે ખુશીથી લગન કરજો.

આ વચન સાંભળી રૂપવંતી બોલી, જે જીભથી મેં તમને પ્રાણનાથ કહ્યાછે તે જીભથી હવે બીજાને કેહેનાર

નથી. તમને મારનાર કોણછે? જ્યાંસુધી આ દેહમાં પ્રાણછે ત્યાંસુધી તમારો વાંકો વાળ થવા દેનાર નથી. તમે જાણતા હશોકે આ સ્ત્રિ જાતીછે તેથી પોતાનું વચન પાળતી હશે નહિં. તમારે તેમ સમજવું નહિં. માથું જાય તો હરકત નહિં, પણ વચન જાય તે બહું ખોટું. મારૂં વચન જાય તો તે મરવા કરતાં વધારે છે. તમે મારા પ્રાણપતી છો, તેથી મારો ધર્મછે કે આપનું ભલું ઈછવું. કહ્યુંછેકે—"यद् भर्तुरेव हितमिच्छ तितत् कलत्रं" એટલે જે સ્વામીનુંજ હિત ઈછેછે તેજ સ્ત્રિ કહેવાય છે. મારે અને તમારે જ્યાંસુધી સંબંધ નહોતો ત્યાં સુધી ગમે તેમ થયું હોય પણ હવે તો સંબંધ જોડાયો તેથી મારે તમારા દુઃખમાં ભાગીયણ થવું જોઇએ કહ્યું છે કે.

## श्लोक.

क्षीरेणात्मगतोदकायहिगुणादत्ताःपुरातेखिलाः
क्षीरेतापमवेक्ष्यतेनपयसाह्यात्माकृशानौहुतः
गंतुपावकमुन्मनस्तदभवद्दृष्ट्वातुमित्रापदं
युक्तंतेनजलेनशाम्यतिसतांमैत्रीपुनस्त्वीदृशी

અર્થ—દુધમાં પાણી રેડયું તેથી દુધે પોતાની સમાન પાણીને કરી લીધું, તેને ચુલે ચડાવતાં પાણી પેહેલું બ-

ળ્યું તેથી દુધે અગ્નિમાં ઝંપલાવવા માંડયું. છેવટ પાણી છાંટયું ત્યારે શાંત થઇને બેઠું. માટે પ્રીતીતો તેવીજ જોઇએ. જ્યારે આપને કષ્ટ પડે અને હું જોઇ રહું તો ધિક્કાર છે મારા જીવતરને. તમારે મને સ્ત્રિ જાતી ગણી હસી કાઢવી નહિં. પણ ટુંકામાં એટલુંજ કહુંછું. કે જે આપની કેહેવાઇ છે તે બીજાની થનાર નથી. એટલું ખાત્રીથી જાણવું.

એવાં એવાં હિંમતનાં વચનો કહી રૂપવંતી પોતાના મેહેલ તરફ ગઇ. ચતુરસિંહ ઠાકોર પોતાને સ્વપ્નું આવ્યું હોય એ પ્રમાણે સમજી ગાંડો ઘેલો બની ગયો. પોતાની સનમૂખ આવેલી રૂપવંતી પાછી ગઇ તથી તે નિરાશ થઇ કેહેવા લાગ્યો. અરે પ્યારી. તારે માટે હું બહુ ટમટમી રહ્યોછું.

## श्लोक.

कथमिवतवसंगं, मत्प्रियेहंकारिष्ये
परवशजनवृत्ति, वन्धनेसन्नमूष्मिन्
सकलमधुरशब्दै, र्हधृतंमेत्वयैवं
तवनयनकटाक्षै, र्विंदुगर्भकृतार्थं

અર્થ—હે પ્યારી. હું તને કેમ કરીને મળુ! અહિં બં-

ધીખાને પડ્યોછું. મારી કાયા પરવશ છે પણ જીવ તારી પાસેછે. મધુરૂં મધુરૂં બોલીને મારૂ ચિત્ત તું ચોરીસ નહિં. વળી તારા બે નયનોથી મને કામબાણ શામાટે વિંધે છે.

એ પ્રમાણે અત્યંત શોક કરતો ચતુરસિંહ કોટડીમાં બેઠેલો હતો તે વખતે જજ્ઞર આવ્યો અને કેટલાક અપશબ્દો કહી ચતુરસિંહને બહાર કાઢ્યો. બે અદબી વચન સાભળી ચતુરસિંહને રીસ તો ચડી પણ વધારે બોલી શકાય તેમ નહિં હોવાથી બોલ્યોકે.

श्लोक.

नाक्रोशीस्यान्नावमानीपरस्यमित्रद्रोही

नोतनीचोपसेवी, नचाभिमानीनचहीनवृत्तो

रूक्षांवाचंरूषतींवर्जयीत

અર્થ—કોઇને શાપ આપનાર, અપમાન કરનાર, મિત્રનો દ્રોહ કરનાર, નીચી ચાકરી કરનાર, અભિમાની અને નઠારાં આચરણ કે નઠારી જીવીકા વાળુ થવું નહિં. તેમજ લુખી અને ક્રોધ ભરેલી વાણીનો ત્યાગ કરવો.

નારાચ છંદ.

હશે કદાચ જાતિનો સ્વભાવ તે નહિં મટે,
જરૂર જીવ જાય તોય પ્યાર દીલ ના ઘટે;
પતંગ અંગ દીપમાં જરૂર જંપલાવશે,

તજે ખચીત દેહ આપ બીજ એહ વાવશે. ૧
ભુજંગ પ્રેમ પાળતાં ખચીત કાય કાટશે,
ખેરજ શ્વાન સાથ પ્રીત આપ મૂખ ચાટશે;
વળી હમેશ કાગને અહાર હોય લાપસી,
કદી અખાજ દેખતાં કરે અહાર તે હસી. ૨
બિનોધથી હુતાશની અહોનિશા પુજા કરો,
જરૂર દેહ દાઝશે કદાપી પાય ત્યાં ધરો;
કદાચ કોયલા મેળલ હોય સાબુ સંગમાં,
“સફેત થાય તે નહિં” રહેજ શ્યામ રંગમાં. ૩
કદાચ લિંબ ઝાડ દુધ પાઇને ઉછેરીયો,
કડૂપણુ કદી નહીં તજે જરૂર ઝેરીયો;
ધરેલ હોય ગૂણ સ્થાનકે જરૂર કેવડો,
સુગંધ આપશે ખરો ખચીત વાસમાં વડો. ૪
અસી સુધારી પાસ આપણી ધરેલ હોય જ્યાં,
જરૂર શીર કાપશે ઉઠાવી ધાવ મારતાં;
નહિં જરૂર જાણશે ધણી મેરછ આપણો,
સ્વભાવ તે નહિં મટે જરૂર જાતિના તણો. ૫
ધરેલ ગ્યાસલેટ તેલ પૂષ્પ પુંજ સંગમાં,
તજેન દુરગંધ તેલ આપના ઉમંગમાં;
કદાચ હિંગને કપૂર સાથ કોઇ નાંખશે,
કપૂરનો સુવાસ હિંગ કેઈ પેર રાખશે. ૬
ધુપેલ તેલ શીરમાંહ્ય શોખથી લગાડશે,

ગણુ ન તેલ પ્રીત રીત બુગડાં બગાડશે;
લપેટ લોહ માખણે કરે જરૂર હેતથી,
વળેજ કોણુ રીત લોહ કાય જાસ્તિ નેત્રથી? ૭
ભલે બિલોર કાચ ઝિણુથી લપેટ રાખશો,
ખચીત તેહ ફુટશે કદાપી ભાય નાંખશો;
અધીક પાક આંબલી થયો ગળીષ્ટ તે ઘણો,
ખટાશ તેહના તજે સ્વભાવ જાતિ તે તણો. ૮
ધરેલ ધુળ ખુબ તાપમાં તપેલ થાયછે,
પડેલ વારી સાથ ચીકણી થતાં ભિજાયછે;
ચતૂર હંસનો સ્વભાવ મોતી વીણુ ના ચરે,
ઉપાય કોટી આદરો સ્વભાવ જાતિ ના ફરે. ૯

---

આ કવિતા સાંભળી જેલર ઘણો ગુસ્સે થયો પણ રાજા સાહેબ આવ્યા અગાઉ ચતૂરસિંહને શૂળીએ ચઢાવી શકે તેમ નહોતું. કદાપી રાજાનો હુકમ આવ્યો હોત તો આજ વખત ચતૂરસિંહને શૂળીએ ચડાવવા જેલર ચુકત નહિં. તેનું કશું ચાલે તેમ નહોતું તો પણ થોડા અપશબ્દો કેહવા વિના રહ્યો નહિં. મુંગા મુંગા ચતૂરસિંહને થોડા સિપાઇના પેહેરા વચ્ચે શુળી પાસે લઇ ગયા.

# प्रकरण १२ मुं.

રૂપવંતી મળસકુ થતાં પોતાના મેહેલમાં જઈ પોહોચી અને પુરૂષનાં લુગડાં બદલી સ્ત્રિનાં પેહેર્યાં. તેને પક્કી ખાત્રી હતી કે ચતુરસિંહને ઉગારવાનો એકે ઈલાજ નથી. ક્રોધી રાજા પાસે તેનું કશું ચાલે તેમ નહોતું. રાજાને અત્યંત રીસ ચેડેલી હતી. કારણકે રણજીતસિંહ પોતાના માણસને દુઃખ દેવામાં ખામી રાખી નહોતી. શત્રુના પુત્રને રીબાવી રીબાવીને મારવા તે ઘણોજ આતુર હતો તો પણ એ પ્રમાણે અત્યંત દુઃખ દેવું તેને વાજબી લાગ્યું નહીં. રૂપવંતી કહેવાને ઘણી આતુર થાય પણ રાજાના ક્રોધી મુખ તરફ જોવાથી રખેને મારૂં વચન પાણીના પુરની મિસાલે ચાલ્યું જાય એમ ધારી કશું કહી શકતી નહોતી. છેવટ હિંમત રાખી બોલી. પિતાજી. મને શરમ આવેછે તો પણ કહુંછુંકે હું એક વચન આપની પાસે માગવા આવીછું. તે આપશો તો હું મારો જન્મ સફળ થયો સમજીશ. મારા વચનથી આપને કોઈ તરેહની અડચણ નથી. હું ધારૂંછુંક તે કંઈ નીતિ વિરૂદ્ધ મારી માગણી નથી.

રૂપવંતીનું વચન સાંભળી રાજા બોલ્યો. મારી પ્યારી પુત્રી. તુ મને મારા પ્રાણ કરતાં વહાલીછે. તારાથી મને કશું વધારે નથી. તારા વચનને માટે લાખો બલકે કરોડો

રૂપીઆ ખર્ચે થઈ જાય, તો પણ હું તારૂં વચન કબુલ કરવા આનાકાની કરનાર નથી. પણ હું તારી પાસે પ્રથમથી માગુછું કે હું આજ જે શત્રૂને શૂળી ઉપર ચડાવનારછું તેના સંબંધમાં તારી માગણી કોઈ પ્રકારની હશે તો હું રદ ગણીશ. કદાપી તેના કોઈ સંબંધીએ તારી પાસે આજીજી કરી છોડાવવા ભલામણ કરી હશે અને તું તેને છોડાવવા પ્રયત્ન કરીશ તે સઘળા મિથ્યાછે. એ શત્રૂના ફાયદાની જે માગણી તું કરીશ તે રદ ગણીશ અન કદાપી તેને બહુ કષ્ટ દેવા ભલામણ કરીશતો હું ઘણી ખુશીથી કબુલ કરીશ. માટે તારે જે વચન માગવું હોય તે કહે. આ વાત સાંભળી રૂપવંતી નિરાશ થઈ ગઇ. કારણ કે તેને જે પુરૂષને ઉગારવા મરજી હતી, તેના સંબંધમાં લાભનાં વાક્યો રદ ગણાય ત્યારે ફોકટ બોલવું શું કામનું ગણાય? થોડીવાર વિચાર કરી બોલી. પીતાજી. હું આપના શત્રૂના સંબંધમાં કશું કહેવા ઉલટ રાખતી નથી. મને કોઈના તરફથી ભલામણ નથી કે હું તેને બરાબર ઓળખતી નથી. તેના સંબંધમાં આપના ધ્યાનમાં આવે તેમ કરો. મારી માગણીતો એછે કે હું હવે યોગ્ય ઉંમરે થઈછું માટે મારો સ્વયંવર રચો, અને યોગ્ય વર સાથે મને પરણાવો. એવું સાંભળી રાજાએ કહ્યું આજથી આઠમા દિવસ ઉપર સ્વયંવર મંડપ રચી તમને પરણાવીશું. એ પ્રમાણે કહી શૂળી તરફ જવા નિકળ્યો.

એક અઠવાડીઆ ઉપર સ્વયંવર રચવાનું કહી રાજા રત્નસિંહ એકદમ બંગલામાંથી નિચે ઊતર્યા, તેથી ચતૂરસિંહને ઉગારવા સંબંધી એકે ઈલાજ રૂપવંતી કરી શકી નહિં. પોતાનો સઘળો પરિશ્રમ વૃથા ગયો સમજી અત્યંત શોક કરવા લાગી. અરે પરમેશ્વર ! મારૂં ધારેલું સઘળું ધુળધાણી થઇ જશે. મારો સ્વયંવર રચાવુંછું તે ચતૂરસિંહ સાથે લગન કરવાની અપેક્ષાર્થીજ, પરંતુ તેમ થવું તો અસંભવિત લાગેછે. હવે ચતૂરસિંહ મરશે ત્યારે મારે જીવીને શું કરવું છે ? તેના મરણ પછી નિશ્ચય મારે પણ મરવું. આવા ગુણવાન ચતૂરસિંહના મૃત્યુપછી મારે જીવીને શું સૂખ ભોગવવાનું છે ? અરે મારો દિલદાર દોસ્ત! અરે મારૂં નિર્ધનનું રત્ન ! તે જયારે આ ફાની દુનિયાનો ત્યાગ કરી જશે ત્યારે મારે આ સંસારના સઘળા વૈભવો દેવતાના અંગારા પ્રમાણે છે. અરે કયાંસુધી વિચાર કરવો ? હવે તો કટાર લઇ પેટમાં મારૂં. પણ લગાર સબૂર પકડ જીવ. ઉતાવળા થવાનું કામ નથી. કોઈ ઈલાજથી ચતૂરસિંહ જીવે તો મારે આત્મ હત્યા કરવી નપડે. અરે મને એક વાત યાદ આવી. લે, ચતૂરસિંહને મારા સ્વયંવર વિશે ખબર કેહવરાવું. પોતાના ખાનગી કામકાજ કરનાર સિપાઇને સઘળી હકીકત કહી ચતૂરસિંહ પાસે મોકલ્યો. તે ઘણી ત્વરાથી ચાલવા લાગ્યો, અને થોડા વખતમાં ચતૂરસિંહને ખબર આપી પાછો આવ્યો.

રાજા રત્નસિંહ તુરંગની પાસે શૂળી હતી ત્યાં આવી પહોંચ્યો, અને પોતાના સિપાઈ સાથે જેલરને કેહેવરાવ્યું કે પેલા ચતૂરસિંહને શૂળીપર ચડાવતા પેહેલાં મારી પાસે લાવો. એ પ્રમાણે સમાચાર જેલરને મળવાથી કેદી રૂપે ચતૂરસિંહને લાવી રાજાની રૂબરૂ ખડો કર્યો. રાજા રત્નસિંહ બોલ્યો અરે રાજકુમાર ! હવે તારૂં મૃત્યુ પાસે આવ્યુંછે. થોડીવાર પછી તારો આત્મા અને દેહ જૂદા થવાનાછે. માટે તારે આ સંસારની હરેકચીજ ખાવાપીવાની મરજી હોય તો મને કેહ જેથી તારી માગેલી ચીજ તને આપી છેવટે તને શૂળી ઉપર ચડાવીએ. કેમકે તારે આ સંસારના ભોગવિલાસની ઇચ્છા રેહ નહિં. માટે તારે જે ઇચ્છા હોય તે મારી પાસેથી માગીલે હું આપવાને ખુશીછું.

આ વચન સાંભળી ચતૂરસિંહ વિચાર કરવા લાગ્યો કે રૂપવંતીના મોકલેલા સમાચાર પ્રમાણે માગણી કરૂં તો વધારે સારૂં. કદાપી મારી માગણી મંજુર ગણશે તો આઠ દિવસ આયુષ્યમાં વધારો થશે અને નામંજુર ગણશે તો મરવાને તૈયારછું. ખાવા પીવા સંબંધી મને કશી ન્યૂનતા રહી નથી એમ વિચારી બોલ્યો. રાજા સાહેબ. મારે ખાવા પીવા સંબંધી કશી આપેક્ષા નથી. સંસારના બીજા કોઈ પ્રકારના ભોગ વિલાસની ઇચ્છા નથી. પરંતુ મારી એવી ઈચ્છા છેકે મેં કોઇ વખત કોઈ રાજકન્યાનો સ્વયંવર જોયો નથી. મેં સાંભળ્યું છેકે આપની

કુંવરીનો આપ સ્વયંવર રચોછો, તો તે સ્વયંવર પુરો થતાં સુધી મને જીવતો રહેવાની મરજીછે. તે સ્વયંવર જોયા પછી મરવાને હું ઘણોજ ખુશી છું. માટે આપ મને ખરા અંતઃકરણથી મારી માગણી પ્રમાણે આપવા કબુલ થતા હોતો તે સ્વયંવર મને બતાવો. આપની પુત્રીનાં લગન થયા પછી તુરત મને શુળી ઉપર ચડાવજો. મારે બીજા કોઇ પ્રકારની ઈચ્છા નથી.

ચતૂરસિંહનો આવો અભિપ્રાય જાણી રત્નસિંહે કબુલ કર્યું અને આઠ દિવસે સ્વયંવર મંડપ ભરવાનો ઠરાવ કર્યો. તેથી ચતૂરસિંહના આયુષ્યમાં આઠ દિવસનો વધારો થયો. ચતૂરસિંહને પાછો તુરંગમાં લઈ ગયા.

ચતૂરસિંહને જીવતો રાખવાના સમાચાર સાંભળી રૂપવંતી અત્યંત ખુશી થઈ, અને વિચાર કરવા લાગી કે ગમે તે પ્રકારે ચતૂરસિંહ સાથેજ લગન થાય તેમ કરવું. હું ધારૂંછું કે મારા પિતાજીએ ચતૂરસિંહને આઠ દહાડા પછી શળીએ ચડાવવા વિચાર રાખ્યોછે પણ "અણીનું ચૂક્યું સો વરસ જીવે" એ પ્રમાણે ચતૂરસિંહને માથેથી વિઘ્ન ગયું એમ મને લાગેછે. કહ્યુંછેકે.

શ્લોક.

नदेवादंडमादाय, रक्षांतिपशुपालवत्
यंतुरक्षितुमिच्छंति, बुद्ध्यासांविभजंतितं

અર્થ—દેવતાઓ કાંઈ ગોવાળની પેઠે લાકડી લઈને રક્ષણ કરતા નથી. રક્ષણ કરવાને તે ઈછેછે તેને બુદ્ધિ સાથે જોડેછે એટલે સારી બુદ્ધિ આપેછે. તો મને એમ લાગેછે કે પરમેશ્વરને ચતૂરસિંહની સહાય કરવાનો વિચાર થયો, જેથી મારા સ્વયંવરના દિવસ સુધી મારા પિતાજીએ તેને અભય વચન આપ્યું અહો સર્વેશ પરમેશ્વર તેં આ વખત મારી સહાય કરીછે પરંતુ સ્વયંવર વખત મારી સહાય કરજે, જેથી મારા પ્યારા ચતૂરસિંહની હું જીવતાંસુધી દાસી રહું.

---

## प्रकरण २४ मुं.

ઠરાવેલી મુદતે રાજમેહેલ નજીક એક ખુલ્લી જગામાં શુશોભિત મંડપ રચ્યો હતો. તરેહવાર કાગળના બૂટાઓથી શણગારેલી દરવાજાની કમાનો આંખને આનંદ પમાડતી હતી. મંડપની વચ્ચે અનૂક્રમે બેઠકો ગોઠવેલી હતી ચિત્રવિચિત્ર જરીના બૂટાથી ભરપૂર જાજમો મંડપની વચ્ચે પાથરેલી હતી. ત્યાં અનૂક્રમે ગોઠવેલી બેઠક ઉપર દેશોદેશના આવેલા રાજકુમારો બેઠા હતા. તે ઘણાજ દેખાવડા હતા, તોપણ તરેહવાર વસ્ત્રાલંકાર પેહેરી પોતે સ્વરૂપવાન દેખાવાના પ્રયત્ન કરતા હતા. કોઈ પોતાનો શિરપેચ વારંવાર સંભાળતા હતા. કોઈ પેહેરેલાં લૂગડાં ઠીક લાગેછેકે નહિં એ બાબત પોતાના હજુરીને

પુછતા હતા. કોઈ પોતાની ઉગેલી મુછોના વાળ વાંકા વાળવા પ્રયત્ન કરતા હતા. કોઇ પોતાના તમામ અવયવો ઠીક શોભેછેકે નહિં, તે જાણવાને પોતાની પાસે રાખેલા દર્પણમાં વારંવાર પોતાની તસવીર નિહાળતા હતા. એ વખતે જાત જાતનાં વાજીંત્રોનો નાદ થવા લાગ્યો, ગાયક જનોએ આવી મધુર સ્વરે ગાયન શરૂ કર્યું. બંદીજનો રાજાની સ્તુતિ ઉચ્ચારવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે હર્ષની નિશાનિઓ દેખાવા લાગી. શેહેર નિવાશી જનો આનંદભેર પોતાને ઘેર યથાશક્તિ શોભા કરવા લાગ્યા. કેટલાક ઉત્સાહી જનો મંડપની શોભા જોવા આવવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે માણસની ઠઠ જામી રહી. આ વખત ચતુરસિંહને પણ સ્વયંવર મંડપમાં લાવી ઉભો રાખ્યો હતો, તે આ મંડપની શોભા જોઈ અત્યંત ખુશી થયો અને હવે પછી મરવાથી તેને કોઇ પ્રકાર વાંછના રેહેશે નહિ એવું પોતાના મનમાં ધારવા લાગ્યો. થોડી વાર થતાં શુશોભિત વસ્ત્રાલંકાર પેહેરી દાસી સાથે રૂપવંતીઆવી. તેનું *સ્વરૂપ એવું હતું કે તેના પગની કોમળતા અને

---

*મનહરછંદ.

નાસીકાનો ઘાટ દેખી, કીરઝાડે નાસી જાય;<br>
કટી દેખી કેસરી પોતે નીચુ નિહાળેછે.<br>
મુખ દેખી ચંદ્રમા ગગનમાં સંતાઈ જાય;<br>
અક્ષિકાની આણી દેખી, મૃગ નિચું ઘાલેછે.

લાલાશ જોઈ કમળે લજ્જીત થઈ જળમાં નિવાસ કર્યો. તેના પગના નખમાંથી પ્રકાશતાં કિર્ણો જોઇ સ્ફાટીક મણીનાં કિર્ણો નિસ્તેજ થઈ ગયાં. તેના પગની પીંડી જોઈ માંખણના ગોળાએ સ્યામતા પકડી. તેની જંઘાનું સુકુમાર પણુ જોઈ કદળીએ (કેળે) સુર્યના સખ્ત પડતા તાપમાં તપશ્ચર્યા આદરી. તેનો કટી પશ્ચાત ભાગ જોઈ દેવાલયનાં સુવર્ણ ઈંડાંઓ ઝંખવાણાં પડી ગયાં. તેના પેટની લીસપ જોઈ પોયણી શરમીંદગી પડી ગઈ. તેની કેડનો લંક જોઈ કેશરી સિંહે વનવાસ લીધો. તેના પેટના ત્રણ વળે

---

ઓષ્ટનો આકાર દેખી, પદ્મ પોતે નીચું પડે;
ચાલ દેખી હાથણીઓ, શરમાતી ચાલેછે.
શીર કેશ પાસ ભાળી, નાગ ભુમાં નાશી જાય;
ગુલાબ લજાવે એવો, રંગ રાતો ગાલેછે. ૧
દાંતનો આકાર દેખી, દાડમ કળી લજાય;
કૂચ દેખી બીલીફળ, ભોંય પછડાયછે.
પેટ દેખી પોયણી શરમથી સંતાઈ જાય;
જાંઘ દેખી કેળ બહુ, બહુ શરમાયછે.
સ્વર સુણી કોકીલા લજાઈ દુર ઉડી જાય;
કોટ દેખી હંસ લક્ષ વસાતો લજાયછે.
એવી આ દિવાળી નામે, બ્રાહ્મણી રૂપાળી ભાળી;
મોટા મોટા મુનીઓનાં મન ચળી જાયછે.

( પિતાના લોભથી પૂત્રીને પીડા )

આ વાંટા જોઈ ગંગા, જમુનાં અને સરસ્વતિ એ મહા નદિઓ ખેદ યુક્ત થઈ સમુદ્રના ખારા જળમાં શળ ભેળ થઈ. તેના કુચ જોઈ નારંગી લીંબુ નિચે તુટી પડવા લાગ્યાં. તેના શુશોભિત કંઠને દેખી રાજ હંસોએ માન સરોવરને કિનારે નિવાસ કર્યો. તેના મુખની કાંન્તી જોઈ ચંદ્રમા પોતે કળા હિણુ થયો. તેના શુશોભિત દાંતની પંક્તી જોઈ દાડમ કળી છાલમાં છુપી ભરાઈ બેઠી. તેના નાકનો ઘાટ જોઇ પોપટ આંબાના વનમાં સંતાઈ ગયા. તેની આંખનો આકાર જોઈ મૃગલાંઓ વનવાસ ભોગવવા લાગ્યાં. તેના માથાનો અંબોડો જોઈ વાસુકી નાગે પાતાળમાં નિવાસ કર્યો. એવી મહાસ્વરૂપ વાન રાજા રત્નસિંહની કુંવરી રૂપવંતીને જોઈ મંડપમાં બેઠલા સઘળા રાજકુમારો સ્તબ્ધ બની ગયા. સઘળુ શાંત થઈ ગયું. જરા ગડબડાટ રહ્યો નહિ. સાથે આવેલી દાસી પોતાના હાથમાં રત્ન જડિત્ર થાળ જેમાંક કુમકુમ અક્ષત અને વરમાળ વગેરે સામગ્રી હતી તે લઈ ધીમેથી આગળ ચાલી તેની પછવાડે રૂમઝુમ કરતી ગજગતી ચાલથી રૂપવંતી ચાલતી હતી. તેનું સ્વરૂપ જોઈ તે રતિ, રોહીણી કે રંભા હશે એવી ભ્રાંન્તી સર્વ માણસોના મનમાં થાય તેમાં નવાઈ જેવું નહોતું. કામાતુર પુરૂષોનાં મન વિવ્હળ કરવાને આ એક અલૌકીક આકૃતિ પરમેશ્વરે ઘણા શ્રમથી રચેલી હતી. આ કન્યાનો હસ્ત મેળાપ કરવા

કોણ ઉત્સાહી ન હોય? પરંતુ તેની સાથે સોનેરી અક્ષરથી લખેલો કાગળ હતો, તે અનુક્રમે બેઠેલા રાજકુમારોને બતાવતી હતી રાજકુમાર પોતાના હાથમાં કાગળ લઈ બે ઘડી વાંચ્યા પછી વગર બોલ્યે પાછો આપતા હતા. તેથી આખા મંડપમાં નિમેલા રાજકુમારોમાંથી કોઈ જવાબ આપી શકયો નહિ. હવે કેદી રૂપે ઉભેલો ચતુરસિંહ તથા શેહેર નિવાસી ગૃહસ્થો જેકે રાજાના આમંત્રણથી માત્ર જોવાની ઈચ્છાથી આવેલા મંડપમાં બેઠલા હતા તેજ બાકી રહ્યા હતા. જ્યારે કોઈ રાજકુમાર રૂપવંતીના સવાલનો જવાબ આપી શક્યા નહિ. ત્યારે રાજા રત્નસિંહ શોકાતુર થઈ બોલ્યો. અરે રાજ કુમારો તમે સઘળા મોટા ડાકડમાળથી અહિં બિરાજેલાછો પણ કોઈ સમશ્યાના જવાબ આપી શક્યા નહિ તો ધિક્કારછે તમારા વસ્ત્રાલંકારને, અને ધિક્કારછે તમારી રાજપદવીને, તમારા મગજમાં કેવો ખોટો વિચાર ભરાઈ પેઠોછે કે રાજકુમારને ભાણીને શું કરવું? અરે જેના હાથમાં રાજ્ય સત્તા, જેના તરફથી હજારો લોકોને દાદ મળવાની આશા જે ન્યાય કર્તાની ખરશીએ બિરાજી અદલ ન્યાયી કેહવાય, એવા રાજકુમારો જ્યારે વિદ્યાભ્યાસ ન કરે એ થોડું ખેદ કારક નથી. તમે જાણોછો કે આપણે ભણીને કયાં વાણોતર રેહવા જવું છે? તો તેમ નથી. એ તમારી અણસમજણછે. રાજાને વિદ્યાભ્યાસ કરવાની

જરૂરજછે. આગળના રાજા ભોજ, વિક્રમાદિ રાજાઓ કવિની કવિતાની કિંમત પોતેજ કરતા. એ શું વિદ્યાભ્યાસ કર્યા વિના થયું હશે ? કદી નહીં. તમેતો જરા સહી કરતાં આવડયું કે સઘળુ ભણી ચુક્યા એમ ગણો-છો. મારા ધારવા પ્રમાણે આ સમશ્યાઓ ઘણીજ સેહેલીછે. તે થોડું જ્ઞાન મેળવેલો માણસ પણ સમજી શકે તેમછે. તે જ્યારે તમારાથી સમજાઈ નહિ ત્યારે તમેને મૂર્ખ ગણવામાં કંઈ દોષ ગણાશે નહિ. મારી કુંવરીએ કરેલો ઠરાવ હું પાળીશ. ગમે તે જ્ઞાતીનો માણસ તે સમશ્યાના જવાબ આપશે તેની સાથ મારી કુંવરીનું પાણી ગ્રહણ કરાવીશ. આવા મૂર્ખ રાજકુમારોના વખતમાં રાજકંન્યા બીજી જ્ઞાતિના વર સાથે પરણી હતી. એવી તમારી મૂર્ખાઈની યાદદાસ્ત રહેવા હું અન્ય જ્ઞાતિના માણસોમાં સમશ્યા ફેરવાવુંછું. એમ કહી દાસીને આગળ ચાલવા ફરમાવ્યું, દાસીએ પેલો કાગળ ચતૂરસિંહના હાથમાં આપ્યો ત્યારે રૂપવંતીએ તેને ઉત્તર આપવા ભલામણ કરી તેથી ચતૂરસિંહ સમશ્યા વાંચતાં ઉત્તર આપતો ગયો.

## समश्या.

### છપ્પો.

દીઠું ઝાડ મેં એક, જેની સર્વોત્તમ છાયા;

તેની તનયા તેહ, તે તણી કંચન કાયા;
આહાર ઇચ્છે સર્વ, દેવતાને છે દુર્લભ;
અવર સમય નવ મળે, ઉષ્ણ ઋતુમાં સુર્લભ;
તે અમૃત સરખો સ્વાદછે, શિર છેદી જમવા ધસે;
વળિ મૂછાળો નર તેહના, ઉદરમાં વાસો વસે. ૧

ઉત્તર. કેરી.

છપ્પો.

નપુસક છે ચોપાદ, નાર તેપર મેં ભાળી;
કરતી કણ આહાર, કંઠ કોકીલાવાળી;
કુરકટ મારે હાક, તે સમે ગાવા લાગે;
ચતુર નરો સૂતલ, નિદ્રાથી તત્પર જાગે;
વળિ વનીતાઓ કર હાથલો, મુખમાં કણ આપે સહી;
ચતુર હશે તે સમજશે, મૂરખ તે સમજે નહિં. ૨

ઉત્તર. ઘંટી.

છપ્પો.

ઇનસાફી છે આપ, કોઇનું દીલ નવ રાખે;
દ્રવ્યવાન કે ગરીબ, સર્વને સરખા દાખે;
રહે વણિકને દ્વાર, પારખું પૂરૂં કરશે;
કરે દગો જન કોય, રીસ તેનાપર ધરશે;
તે સાચ જૂઠ સમજાવશે, દુઃખ ન લાગે કોઇને;
વળી ભરૂંસો કરશે સૌ જનો, તેના સામું જોઇને. ૩

ઉત્તર. તોળવાનો કાંટો.

છપ્પો.

નર જાતીનું નામ, કામમાં સારો કીધો;
બ્રહ્મા નામે નામ, તેહના ઘરથી લીધો;
તેહ અપાર અશુદ્ધ, અને વળી અતિશય એઠો;
શુદ્ધ થવાને કાજ, તેહ અગ્નિમાં પેઠો;
વળિ કિંમત તેની સૌ મળી, કરી ત્રણપાઈ રોકડી;
સ્મશાન તેનો વધ કરી, છેવટ મૂક પોકડી. ૪

ઉત્તર. મોરીઓ.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, વળી કુ'તામાં નારી;
અક્ષર ભુંસી ન વાંચ, ધરૂં ઘર શોભા સારી;
બીજો દસકત દાબ, લોકને ભય ઉપજાવું;
દસકત છેલો દાબ, આંખોનું ભૂષણ થાઉં;
કીડા મુજ જન્મનું મૂળછે, ઉપયોગ મારો સ્વારથી;
શશી વળા આવું વર્ષમાં, કોણ હું કો' મનમાં મથી. ૫

ઉત્તર. રાખડી.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, મરદ જાતીમાં પોતે;
બીજો પેલો મળી, શરિર અવયવ છે જોતે;
પેલો ત્રીજો મળી, નામ તેનું છે બોજો;
બીજો ત્રીજો મળી, પ્રજાપતિ ઘોડા જોજો;
બધા અક્ષર મળે અનુક્રમે, ખોરાક તે નિશ્ચય થશે;

મૂરખ ગોથાં ખાઈ મરે, ચતુર હશે તે સમજશે. ૬

ઉત્તર. ભાખર.

છપ્પો.

પુરૂષ એકછે શ્યામ, કામની ભૂવન સાથે;
રખવાળો છે એક, કામની ઝાલે હાથે;
અદ્રિ સુતાપતિ જેહ, વાહન તેનું તે તાણે;
દસ પગ તેને હોય, ચતુર જન ચિતમાં જાણે;
વદન તેને વળી ત્રણછે, રીત રૂડી મહિષારખો;
ચતુર જનો ચિત સમજતાં, પ્રીત ધરીને પારખો. ૭

ઉત્તર. કોસ.

છપ્પો.

બાગ વચોવચ વાસ, વૃક્ષ તેને નહિં જાણો;
શિર જળ સરિતા વહે, નહિં શીવજી પરમાણો;
ચોપાસે જળ હોય. બેટ તેને નવ કહીએ;
શોખી જન સહુ મળી, તેહની પાસે જઇએ;
વળી ઉષ્ણ રૂતુમાં તેહની, સર્વ લોક ઈચ્છા કરે;
તે નરતણુ નામ બતાવવા, ચતૂર નરો હિંમત ધરે. ૮

ઉત્તર. કુંઆરો.

છપ્પો.

નવ ગ્રહમાંછે નામ, કામ કાસદનું કરશે;
સુજશ તેજ સંપુર્ણ, તાપનું કષ્ટજ હરશે;
ભાગ્યવંત તે તણા, તેજ ઉપભોગ કરેછે;

સારંગ છે નિજ નામ, વળી વાહન પણ તેછે;
વળી ગળ શરીર ક્ષય રોગથી, કાયા જીરણ થઈ રહે;
તેને નામે જ નામછે, સધવા તેને ચિત ચહે. ૯

ઉત્તર. ચાંદલો.

છપ્પો.

નારી નામે નામ, ચતુર આપે તે સોઇએ;
ઉજવળ તનો રંગ, સંગ ભોગીને હોએ;
પંડ નાનો તહ, માન મોટાઇ પામે;
સુત ઘણા ગુણવાન નામ નવખંડ જામે;
તે નગર મધ્ય વેચાયછે, હેતસ્રી પાસે ધરે;
ચતુર મિત્ર સમશ્યા કહો પ્રીત પ્રથમ આદર કરે. ૧૦

ઉત્તર. એલચી.

ઉપર લખેલી સમશ્યાઓના અનુક્રમે જવાબ ચતુરસિંહે આપ્યા તેથી રૂપવંતોના હર્ષનો પાર રહ્યો નહિ. દાસીના હાથમાં જે વરમાળ હતી તે લઇ ચતુરસિંહના ગળામાં આરોપણ કરવા ગઇ એટલામાં ચતુરસિંહે તેને અટકાવી બોલ્યો. તમે મને સમશ્યાના જવાબ પુછ્યા અને મારી પરિક્ષા કરી લગન કરવા તૈયાર થયાંછો, ત્યારે હું તમારી પરિક્ષા કર્યાવિના લગન કેમકરૂં ? મારે પણ તમારી પરિક્ષા કરવીછે. તમે મારા સવાલના યથાસ્થિત જવાબ આપશો તોજ હું તમારી સાથે લગન કરીશ. તે શિવાય હું તમારી સાથે લગન કરનારનથી. એ સાંભળી

રૂપવંતી બોલી. તમારો મત મને બરાબર ગમેછે. કારણકે અન્યોઅન્ય પરિક્ષા કરવી જોઈએ. તો હું આપને દંડવત કરીને કહુંછું કે આપના ધ્યાનમાં આવે તેવા સવાલ પુછો. હું જવાબ આપવાને તૈયારછું. એ સાંભળી ચતુરસિંહ અનુક્રમે સમશ્યાઓ પુછવા લાગ્યો અને રૂપવંતી તેના જવાબ આપવા લાગી.

## समस्या.

### છપ્પો.

નંપુસક નામે નામ, શ્યામ વરણું તે કહીએ;
નગરમાંહ્ય વેચાય. ચતુર સાથે તે લહીએ,
કહું તેહ આકાર, ચરણને હાથ ન હોએ;
મૂસ્તક ભંગ પ્રમાણ, ચાર શોભીતા સોએ;
વળી પુરૂષ તેને પ્રીતે જમે, ગમે સ્ત્રિયોને તે નકી;
સમશ્યા દીલ સમજ્યા પછી, ઉત્તર દો પ્રીતીથકી. ૧

ઉત્તર. લવિંગ.

### છપ્પો.

શીતળ ઇંદુ સમાન, નહિં ઇંદુ પરમાણો;
જળવિણ જીવે તેહ, તાપથી શીતળ જાણો;
વસે સપાટીમાંહ્ય, દ્વાર રાજાને જાએ;
ગ્રીષ્મ રૂતુમાં ગમે, અંગથી અધિકો થાયે;
વૃષા રૂતુમાં વધતો નથી, નાશ થાય તેનો નકી;

તલ થકી મોટું નામછે, જળ શીતળ તેના થકી. ૨

ઉત્તર. જવાસો.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, વળી નર જાતી કહીએ;
પ્રથમ અક્ષર નવ વાંચ, વ્યાજનું નામ લહીએ;
પેહલો બીજો વાંચ, અર્થ આટાનો થાશે;
બીજો દસકત દાખ, અર્થ માણુસનો ભાસે;
જો ત્રીજો બીજો વાંચશો, ગઢ નીકળશે તે નકી;
વળી બ્રહ્મા નામે નામછે, તેને ઘેરજ ઉત્પતી. ૩

ઉત્તર. લોટકો.

છપ્પો.

જય વિજય બે જોડ, નહિં તે બેમાં ખામી;
અમૃતના છે સિંધુ, પ્રતાપી પોષાણુ ધામી;
શ્યામ વદનછે બેય, સ્થીરતા કરી રહ્યાછે;
શુરા રૂતુ સંગ્રામ, વિશ્વ જન પ્રાણુ રહ્યાછે;
તે બે પુરૂષો એક સ્ત્રી, બાંધેછે તે નવ માણુ;
કેહે ઉત્તર સમશ્યા તણો, તેતો બત્રીશ લક્ષણુ. ૪

ઉત્તર કાંચળી.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, વળી કેહતામાં નારી;
બીજો દસકત દાખ, થાઉં હું ચપ્પુ સારી;
પેહલો બીજો વાંચ, ઝાઝાનું નામજ થાઉં;

પે'લો અક્ષર દાબ, ઉદધીનો રસ્તો લખાઉં;
જો ત્રીજો બીજો વાંચશો, ચાલ નામ નીકળે સહી;
ચતુર હશે તે સમજશે, મૂરખ તે સમજે નહિં. ૫

ઉત્તર. છતરી.

છપ્પો.

નર જાતીમાં નામ, ભુવન અક્ષરનો પોતે;
ઉપવિત ઘાલે અંગ, વિપ્ર તેતો નવ જોતે;
પાંખાળો નર તેહ, પક્ષિ તેને નવ જાણો;
બાંધેલો છે તેહ, ચોરતે નવ પરમાણો;
તે અહોનિશ બાંધે પાઘડી, બીજા કામપર નવ ધસે;
હાથ પાય તેને નહિં, સ્ત્રીઓ કેરે મન વસે. ૬

ઉત્તર. રેંટીઓ.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, વળી કે'તામાં નારી;
છેલો દસકત કાઢ, ધરૂં શિર શોભા સારી;
પે'લા અક્ષર દાબ, ભાગ ત્રીશો દિન થાઉં;
બીજો દસકત કાઢ, મહિષી સુતા લખાઉં;
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, શિરપર હેતથી ધરો;
આસમશ્યા સાર નિશ્ચય જડે, અવર ભાગ દસમો કરો ૭

ઉત્તર. પાઘડી.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, નપૂસક જાતી તેછે;

અતી ઘણું ગુણવાન, સહુ લોકો ઈચ્છેછે;
છેલા દસકત દાબ, ઉપસર્ગ પાંશરો થાશે;
બીજો દસકત કાઢ, વેગથી નાસું થાશે,
પેહલો અક્ષર વાંચો નહિં, તો મૃત્યુ સમે ગીત ગાયછે;
ભુવન અક્ષર વાંચો અનુક્રમ, જળ ભરવાનુ થાયછે. ૮

ઉત્તર. દોરડું.

છપ્પો.

વર્તુળછે આકાર, ધનુષ તેને નવ જાણો;
ભુવન લીટીનું તેહ, નપૂસક નામ પ્રમાણો;
શીવ ભગતની પાસ, વાસ પણ તેહ કરેછે;
મધ્યે કુમકુમ સાર, અતીશય રૂપ ધરેછે;
ચંદ્રમા તણો નિવાસછે, ત્યાં તતો વાસો વસે;
ચતુર હશે તે સમજશે, મૂરખ મન ચિંતા થશે. ૯

ઉત્તર. શિવ ભકતનું ટીલું.

છપ્પો.

ભુવન અક્ષરનું નામ, વળી નરજાતી પોતે;
શિરપર કરે નિવાસ, શ્યામ રંગછે જોતે;
પે'લો અક્ષર દાબ, જવાનો અર્થજ થાશે;
ત્રીજો બીજો વાંચ, સાર આટાનો ભાસે;
જો પેહલો બીજો વાંચશો, ઝપાટો તે નિકળે સહી;
વળી ત્રીજો પેહલો વાંચતાં, ચિકાશ તે છોડે નહિ. ૧૦

ઉત્તર. ચોટલો.

ઉપરની સમસ્યાના જવાબ રૂપવંતીએ બરાબર આ- પ્યા, તેથી ચતુરસિંહ અત્યંત ખુશી થયો. તે વખત રૂપ- વંતીએ વરમાળ આરોપણ કરી. આમ થવાથી રાજા રત્નસિંહને અત્યંત ક્રોધ ચડ્યો. કારણકે શત્રુના પુત્ર સાથે કુંવરીનાં લગ્ન થાય તે ઠીક નહિ. વળી ચતુરસિંહને શૂળીએ ચડાવવાથી રૂપવંતી વિધવા થાય તેથી સર્વે લોકો રાજાની અપકિર્તિ કરે. એ પ્રમાણે થવાથી રાજા રત્ન- સિંહે વિધી પુર્વક લગન કર્યા પછી બોલ્યો. હવે ચતુરસિં- હ મારા જમાઈ થયા તેથી તેને હવે ફાંશી દઈ શકાય નહિ. કારણકે મારી દીકરીનું બુરૂ મારા હાથથી કરવું એ વાજબી નહિ. તો પણ મારા શત્રુના પુત્રને હું નજરે જોઇ શકું નહિ. મારૂં લોહી ઉકળી આવેછે. તો પણ હવે મારા દીકરીના લાભ તરફ નજર રાખી ચતુરસિંહને જીવતો રેહવા દેઉંછું. હવે મારા રાજ્યમાં તમારે પલવાર પણ રેહવું નહિ. અને અત્યારથી તમે બંને મારાં શત્રુછો.

જીવતો રેહવાના સમાચાર સાંભળી ચતુરસિંહ ઘણો- જ ખુશી થયો અને વિચાર કરવા લાગ્યો કે મારે મારા સસરાની માયાની દરકાર નથી. કેહવતછેકે "જીવતો નર ભદ્રા પામે" તે પ્રમાણે હું જીવતો રહ્યોછું તો નાણું પારવનું પેદા કરીશ. રૂપવંતી રત્ન હું પામ્યોછું તેનાથી મને સંસારનું સઘળું સુખ મળશે. બીજા સુખની હું કશી દરકાર રાખતો નથી. સરવે સુખની પ્રાપ્તી મારે તેના

વડેજછે. તે મારા પ્રાંણ કરતાં મને વધારે પ્રીયછે. મારૂં મૃત્યુ જરૂર આવેલુંજ હતું પણ હું તેના થકીજ જીવતો રહ્યોછું, માટે હવેનું સઘળુ આયુષ્ય તેણે મને બક્ષિસ આપેલું છે એમ હું સમજુંછું. રૂપવંતીને પણ આ રાજ્યમાં રેહેવાની દરકાર નહોતી. કેમકે તે જાણતી હતીકે.

श्लोक.

सर्वनाशेसमुत्पन्ने, अर्धत्यजतिपंडितः
अर्धेनकुरुतेकार्यं, सर्वनाशोहिदुःसहः

અર્થ.—જો સઘળાનો નાશ થતો હોય તો પંડિતજન અર્ધને તજી દેછે; જો અર્ધને તજી દેતો સર્વનો નાશ થવો દુર્લભછે. માટે રાજ્ય તજવું એ વધારે સારૂંછે. કેમકે અહિં રેહેવાથી ચતુરસિંહના જીવનું જોખમ થશે કહ્યુંછેકે.

श्लोक.

आपदर्थधनंरक्षे, द्वारान्‌रक्षेत्‌धनैरपि
आत्मानंसततंरक्षे, द्वारैरपिधनैरपि·

અર્થ—આપત્તિ મટાડવા માટે ધનનું રક્ષણ કરવું, ધનવડે સ્રિનું રક્ષણ કરવું, ધન અને સ્રિવડે આત્માનું રક્ષણ કરવું એવો અત્યંત વહાલો જીવ તે ઉગારવાને

માટે સરવસ્વ તજવું મને લાભકારી લાગેછે. એમ ધારી માત્ર એક રથ જોડાવી બંનેજણ તેમાં બેસી આગળ ચાલવા લાગ્યાં.

## प्रकरण १५ मुं.

બંને જણને રાજ્યની કે લક્ષ્મીની બિલકુલ આકાંક્ષા નહોતી. બંનેના ગુણ સરખા હોવાથી દિનપ્રતિદિન પ્રીતિમાં વધારો થવા લાગ્યો. પરસ્પર પ્રીતીનાં વાક્યો બોલી સર્વ સંસારીક સુખનો સ્વાદ ચાખતાં હતાં. પ્રીય વાંચનાર. બંન સ્ત્રિ પુરૂષના સરખા ગુણ હોવાથી મન જેટલું મગન રેહેછે તેટલું બીજા કોઈ સાધનથી રેહેતું નથી. સમવયી અને સમગુણી જોડું બંધાવાથી સંસાર સુખમાં ખામી આવતી નથી. તે પ્રમાણે બંનેજણ પરસ્પરનાં વાક્યો ( જેમ સ્વાતી નક્ષત્રનાં મેઘબિંદુ સમુદ્રની છીપ ઝીલી લેછે તેમ) ઝીલી લતાં હતાં. થોડે દિવસે તે રથ એક અરણ્ય નજીક આવી પહોંચ્યો, તેથી ગાડીવાન ડરવા લાગ્યો. કારણકે રૂપવંતી રાજપુત્રી હતી. તેના પિતાએ તેને એકદમ ચતુરસિંહ સાથે વળાવી હતી. તેને વધારે નાણું આપેલું નહોતું. તો પણ સ્વયંવર વખતે પેહેરેલું ઘેરણું ઉતારી લીધું નહોતું. આવા અરણ્યમાં ઘરેણું લઇને જવું તેમાં ગાડીવાનને બીક લાગે

એ સ્વાભાવિક હતું. કેમકે તેણે સાંભળેલું હતુંકે અરણ્યમાં લુટારાઓ લુટી લેછે એટલુંજ નહિ પણ વખતે બાંધીને માર મારે અથવા બીજા ઘણા પ્રકારે દુઃખ દેછે. એ ભયને લીધે પોતે ડરતો હતો. ચતુરસિંહ તેને ધીરજ આપી અને આગળ ચાલવા કહ્યું તેથી તેણે ગાડી હાંકી.

ખરા મધ્યાન્હ થતાં મધ્ય અરણ્યમાં આવી પહોંચ્યાં. ચોતરફ નજર કરતાં માત્ર પર્વતની ગુફાઓ અને મોટાં ઝાડ નજરે પડતાં હતાં. સઘળુ શાંત થઈ ગયું હતું. જ્યાં વાઘ, વરૂ આદી કોઈ જાનવરનો કે પક્ષીઓનો શબ્દ સંભળાય નહિં ત્યાં માણસનાં મધુર વાક્ય સાંભળવાની આશા શાથી રાખવી? આવી ભયંકર જગો રૂપવંતીએ કદી જોઈ નહોતી તોપણ સાથે ચતુરસિંહ હોવાથી તેને આ જગ્યામાં બાક લાગવાને બદલે આનંદ થતો હતો. ઘણા દિવસની અવાવરૂ વાવ તે ઠેકાણે જોવામાં આવી ત્યાં ગાડી છોડી ભાતું ખાવાનો નિશ્ચય કર્યો. પાસેના વડ નિચે જાજમ પાથરી બંનેજણ બેઠાં અને ગાડીવાન પાણી ભરવા ગયો. બંનેજણ આ અરણ્યની શોભા જોતાં હતાં એવામાં તેની દ્રષ્ટીએ ચાર પુરૂષો જણાયા. તે થાડે દુર રહ્યા એટલે માંહોમાંહે તલવારથી લડી શબવત્ થઈ ભોંયપર પડ્યા. આવો વિચિત્ર દેખાવ જોઈ ચતુરસિંહને પેલા પુરૂષોનું લડવાનું કારણ જાણવા મરજી થઈ, તેથી પોતે રૂપવંતીની રજા લઈ પેલા ચાર પુરૂષો

પડ્યા હતા. ત્યાં ગયો. એટલામાં એક જણ બોલ્યો કે "તે સ્ત્રી મારી લાયકછે માટે તેને હું લઈ જઈશ. મારે કોઈ રોટલા કરી આપનાર નથી" આવાં વાક્યો સાંભળી ચતૂરસિંહે મનમાં વિચાર કર્યો કે આ મુર્ખાઓ નાહક લડી મુઆ. રૂપવંતીને લઈ જવી એ કંઈ સેહેલાઈનું કામ નહોતું. ખેર. એની મૂર્ખાઈ એને નડી. આ ઉપરથી ખાત્રી થાયછે કે તે કોઇ લૂટારોછે. તેની પાસે કંઇ પણ હોવું જોઇએ માટે તપાસું. તપાસ કરતાં એકડબો તેને હાથ લાગ્યો. તે લઇ રૂપવંતી પાસે આવ્યો અને સઘળી વાત કહી. ચતૂરસિંહનો લાવેલો ડબો રૂપવંતીએ ઉઘાડ્યો તો તેમાંથી પેંડા નિકળ્યા. ત્યારે તે પેંડા ભાતામાં ખાવા નિશ્ચય કર્યો. જેના નસીબમાં જે ખાવું લખ્યું હોય તે અનાયાસ આવી મળેછે એવો વિચાર કરતાં ત્રણેજણે પલા પેંડા ખાધા તેથી થોડીવારે ત્રણે જણ બેશુદ્ધ થઈ પડ્યા. અકસ્માત બેશુદ્ધ થઈ જવાનું કારણ એજ હતું કે પેલા લૂટારા કેફી હતા તેથી તેણે પેંડામાં કેફી વસ્તૂ (ધતૂરો) નાખેલ હોવાથી તે ખાનાર ચતૂરસિંહ, રૂપવંતી તથા ગાડીવાન બેશુદ્ધ થઈ પડ્યાં. આ પેંડામાં કેફી વસ્તુ નાંખેલીછે એવું ચતૂરસિંહ વગેરે કોઈના જાણવામાં નહોતું, તેથી ક્ષુધાનું નિવારણ થતાં સુધી ખૂબ પેંડા ખાધા હતા. કદાપી તેમાં કેફછે એવું તેના જાણવામાં હોત તો તે પેંડા ખાત નહિં.

પેલાં ત્રણે જાણ બે શુદ્ધ થઈ એક વડનિચે પડેલાં હતાં. એવામાં એક શિકારી રાજા ત્યાં આવી ચડ્યો. તેણે રૂપવંતી રત્નને જોઈ કે મોહિત થયો. કારણકે રૂપ વંતીની મુખમુદ્રા પુર્ણિમાના ચંદ્ર સરખી શોભાયમાન હતી. તેના શરિરના કોઈ અવયવમાં કશી ખામી જણાતી નહોતી, તેથી તે શિકારી રાજાનું મન હરણ કરવાને બસ હતી. પાસે પડેલા આ બે પૂરૂષો કોણ હશે અને આ સ્ત્રિ કોની પૂત્રી અને કોની અધાગના હશે? આ પુરૂષો તેને શું થતા હશે ? અને કઈ જ્ઞાતિના હશે. આ સ્વરૂપવાન પુરૂષ કોઈ શુરવીર રજપુત જણાયછે. અને આ સ્ત્રિ કોઈ રાજ્યકુમારી જણાયછે. એમ તેમ હોય પણ આ સ્ત્રિ મારા રાજ્યમાં શોભે તેવીછે. માટે મારા રાજ્યમાં તેને લઇ જવી, એમ ધારી પાસે પડેલો રથ તૈયાર કરવા પોતાના સિપાઇને આગ્ના કરી. સિપાઇએ રાજાના હુકમને તાબે થઈ ગાડી તૈયાર કરી અને બંને જણ રૂપવંતીને ઉચકી ગાડીમાં સુવારી ગાડી આગળ ચલાવવા લાગ્યા. શિકારી રાજાએ પોતાના સિપાઇને ગાડી હાંકવા બેસાર્યો હતો. તે રૂપવંતીનું અગાધ સ્વરૂપ જોઇ વિચાર કરવા લાગ્યો કે આવી સ્વરૂપવાન સ્ત્રી રાજાના દરબારમાં જશેતો તેને રાજ મહેલમાં ગોધાઈ રહેવું પડશે. રાજાની રાણીઓને કશું સુખ હોતું નથી. માટે મારે ઘેર તેને લઈ જઈ તેની સાથે હું સાદી કરતો તેના સુખનો પાર રહે નહિ.